# कामसेन अने रसिका

## નાટકમાનાં ગાયનો.

રચનાર

ઠા૦ દામોદર રતનસી સોમાણી.

દુહો.

કામસેન રસિકા તણાં, વાંચો સૌ જન ગીત;
વ્યગ્ર ચિત્ત શાંતજ થશે, વધે પરસ્પર પ્રીત.



મુંબઈ.

"સુબોધપ્રકાશ" છાપખાનામાં છાપ્યું.

સંવત્ ૧૯૪૫—સને ૧૮૮૯.

કિમ્મત ૧ આનો.

# कामसेन अने रसिका नाटकमां गवातां गायनो.



## ઇશ્વર સ્તુતિ. (સર્વ મળીને.)

રાગ.,

છે જનપાળક ટાળક દુઃખનો—(બે વાર.)
કુલ પૃથ્વિમાં તું એકલો.
જ્યાં જોઇએ ત્યાં તારૂં નામ,
નહીં કોઇ તુજવણુ ખાલી ઠામ,
સર્વેને આપે આરામ,
ગુપ્ત રહી તું એકલો—છે જન પાળક.
વિસરી તુજને જે પાપ કરે—(બે વાર.)
નહિ બીક ધરે તુજ સાર,
જન જેવું કૃત કરશે જેહ,
અંતે ફળ મેળવશે તેહ,
એવો તારો નિયમ છે,
તુજ મહિમા ગાઇયે કેટલો—છે જનપાળક.

ઓ દયાળુ તું છે માયાળુ—(બે વાર,)
ભક્તાધીન કૃપાળુ,
અંતરજામી અવિચળનામી,
તુજ રચનામાં નહીં કંઇ ખામી,
દીસે છે સહુને બહુનામી,
તો પણ તું છે એકલો—છે જનપાળક.

## कामसेन रसिकाविषे पोतानी प्रीति वर्णवतो आवे छे.

### ગજલ.

દાહ ઉઠી છે દુખની દીલમાં, શી રીતે ઠંડી થશે;
આશ લાગી છે જેમાં મુજ શી રીતે પુરી થશે—ટેક.

નજરે દીઠી મેં જે નારી, પરણે ના જો સાથ મારી;
તો તો જીંદગી આ અકારી, કયમ કરી પુરી થશે;—દાહ.

મેં તરવાર કેશરીને મારી, તેવી લાગી એ કટારી;
કમળાક્ષીનાં નયનકારિ-નો ઘા શી રીતે રૂઝશે;—દાહ.

## रसीकानी सखीओ बागमां प्रवेश करतां गाय छे.

### પદ.

રાજબાગમાં જઇએ, ચાલોરે બેની રાજબાગમાં જઇએ;
સુંદર મનહર, પુષ્પ ખીલ્યાં છે, સુગંધી તેની લઇએ—ચાલોરે.

## रसीका कामसेननुं चित्र जोतां गाय छे.

### ગજલ.

રસીલી તારી સુરત દેખી, ઘાયલ મનડું થયું છે મારૂં;
રાખ થઇ ગયું બળી બળી તન, ધ્યાન ધરતાં સદાય તારૂં—ટેક
મળ્યા બાગમાં તમેજ જે દી, કામ પાશથી કીધીજ કેદી;
ગયો ખુશીમાં એક તે દી, પછીથી મનડું બળે છે મારૂં—રસીલી.
જાઇ જુઇ ચંપો ને ચંબેલી, આમ્ર વૃક્ષપર ચડી છે વેલી;
જોઇ જોઈ હું બનતી ઘેલી, હવે તે લાગે મને અકારૂં—રસીલી.
તેથી દયા ધરી તું મારી, બચાવજે હઉં તુજને પ્યારી;
કામ પાશથી લે તું ઉગારી, પ્રફુલ્લિત કરને તું મન મારૂં—રસીલી.

## कामसेन न आव्यो तेथी अधीर थईने रसीका.

### દુહા.

મારી કટારી કયાં ગયો, રે મમ જીવનહાર;
દુર્લભ દર્શન કયમ નથી, દેતો તું દિલદાર.
જયમ જયમ દર્શન તાહરૂં, મમ અંતરમાં થાય;
ત્યમ ત્યમ જવાળા કામની, ઉઠે મુજ મનમાંય.

## सखीओ रसीकाने सावध करतां.

### મોહલે પધારો મહારાજ—( એ રાગ. )

મારી વાહાલી તું થાને શાન્ત, શાણી તું શીદ અકળાએ,
વેગે મળશે હવે તારો કાન્ત, શાણી તું શીદ અકળાએ.

### સાખી.

ના કર ચિંતા અતિ મને, પ્રીય સહિ ચતુરસુજાણુ;
ચિંતાથી દુઃખ અતિ વધે, કરે દેહવિષે બહુ હાણુ;—શાણી.

### સાખી.

તૈયારી સઘળી કરી, સ્વયંવરને કાજ.
શોધી લેજે તે સમે, તારે મન ગમતોરે મહારાજ.—શાણી.

## कामसेन बागमां प्रवेश करतां रसीकाने जोईने.

### રાગ બેહાગ.

મૃગલોચની ગજગામીની એ કામીની સુંદર,
જોતાં તને મુજ મન રીઝે આ બાગની અંદર.
ચંદ્રવદની કામકદળી, અધર પરવાલા માન,
રસીક રસીકા માહેરી, ક્યારે કરાવીશ પાન.

### ગજલ.

રસીકા—આશ તારી પ્રીતમ મુજને મળવા લાગી રહી—આશ.
દોડો જલદી કોઇ જાઓ કામને લાવો અહીં—આશ.
પ્રેમને વશ થઇ હું ત્યારે, જ્યારે છબિ નિરખી તહીં—આશ.
ચંદ્રવિના જેમ ચકોર દુખી, તેમ તુજવિણ હું થઇ—આશ.
માટે પ્યારા આવિ જલદી, દર્શન દે દયાળુ થઇ—આશ.

## कामसेन रसीकासाथे ईश्वरप्रार्थना करे छे.

### પદ—પ્રભાત.

કરૂણાનિધાન ઈશ, કાર્ય સિદ્ધીકારી,
અખિલ ભવતણા છો આપ, ખરે તાપહારી—કરૂણા.
શી રીતે ગુણ વરણું તારા, મતિ અલ્પ મારી,
સહસ્ત્ર જીવ્હે વરણે શેષ, તે પણ જાય હારી--કરૂણા.

**આહા ખીલીછ રી ચંદા—(એ રાગ.)**

દયાળુ દેવ કૃપાળુ તું, નમું છું હસ્ત જોડી હું.
લીલા તારી તણો તો સાર, ગણતાં શેષ ન પામે પાર.
સહુ પર છો કૃપાળુ તું, નમું છું હસ્ત જોડી હું.

## क्रूरसेनना लश्करमां लंगडो सीपाई गाय छे.

### આઇ વેરી ગુડ બેંગાલી બાબુ—( એ રાગ.)

લટકે ગટકે જાતું લડવા, લડવાની છે મન બહુ હામ,
મારી કાપી શત્રુ કેરી, સેના ઠાર કરૂં હું તમામ. ૧
હોંશ ઠુંઠે ઠીક ઠોઠ મરાશે, પગ પંગુથી પળાશે આમ,
ખનન ખનન ખડગ ચલાવી, બોલાવી દઉં સહુના રામ. ૨
કચ, કંચ, કચ, કચ, ઘોડો હાંકી, ખડ ખડ હું દાડાવું આમ,
ભડ, ભડ, ભડ, ભડ, ગોળી બંદુકથી, ફાડી કાડું શત્રુમાં નામ. ૩
લડાઇમાં શુર સૌથી બહાદુર, બહાદુરી જાણે સઘળું ગામ,
તીશ માંખ મારી મેં એકે, તીશમારખા મારૂં નામ—લટકે. ૪

## कामसेन तथा रसीका तोफान थती वखते मेहेलमां आवेछे

### ત્રોટક છંદ.

વરશે ગરજે ચડિને ઉતરે, ધન તે અતિશે અંધકાર કરે;
જેમ નૂતન સંપત્તવાન કરે, તેમ રૂપ અનૂપમ મેધ ધરે.

## माधवसेन गातो गातो जंगलमां आवे छे.

### ગજલ.

પીયાકે ચીત્રબીન—(એ રાગ.)

દુખહરતા થઇ દુખ કેમ આપે, દયા શું મુજપર નાવેરે.
બંધુતણી શોધ કરી કરી થાકયો, કયાંય ન નજરે આવેરે.
તેથી દયા કરી તું પ્રભુ મેળવ, કેમ દુખીને ઝુરાવેરે-દુખહરતા.

## कामसेन हारी जत्राथी गातो आवे छे.

### ગઝલ.

ચંદ્રમુખીને એકલી, છોડીને હું આવ્યો આહીં,
પ્રીતિની જાળ તોડીને, જિવ કર્યો મેં પ્રિય સહી—ચંદ્ર.
ધીક હવે છે જીવવું, ધીક્કાર ફરવામાં અહીં,
પ્રાણથી પ્રિય પત્ની જે, છોડીને હું આવ્યો તહીં—ચંદ્ર.
મારી અવસ્થા શી થઈ, છોડી જતાં તુજને પ્રિયા,
નિરજીવ થઇ ફરૂં હવે, તેથી ભલું મરવું અહીં—ચંદ્ર.

## रसीका क्रुरसेनना मेहेलमां केद पडेली.

**ઓધવજી સંદેશો કહેજો શામને.—(એ રાગ.)**

બેઠી છઉં પ્રભુ કોનારે હું અવાશમાં,
પતિ વિખુટી છતાં હજી જીવતીજ જો;
કપટ કરી એ દુષ્ટે નાંખી પાશમાં,
હતી હમેશાં હું સુખમાં રમતીજ જો —બેઠી.
પ્રાણપતિરે મુજને છોડી ક્યાં ગયા,
દયા ન આવી કરતાં મને નિરાશ જો;
તો પણ દયા કરી વેગે આવો આહીં,
નહી તો થાશે મારા તનનો નાશ જો—બેઠી.

**લલિત.**

અરર માહરૂં શું હવે થશે, દિન વિયોગમાં શી રીતે જશે,
પ્રીય હું આપને પ્રાણથી હતી, હરખતી સદા કંઠ લાગતી.
ત્યમ છતાં પતી કાં તજી ગયા, અરર મારીશું આવિ ના દયા,
ઓ પ્રભુ હવે દેની હાથરે, મેળવ તું હીંયા ત્વરીત નાથને.
નીકર પ્રાણ હું આપીને મરૂં, પતિ વિના જીવી શું હવે કરૂં.

## कामसेन चोरनी झुंपडीमां केद छे त्यां गाय छे.

**ગજલ.**

વિધિનાં કામ છે કેવાં, દાખે દુઃખ ઘાતકી થઇને—ટેક.
હતો સુખ ચેનમાં ફરતો, હરાવ્યો તેજ મુજને ત્યાં;

કરાવી હાર મારી ત્યાં સહાય થઇ શત્રુને જઇને—વિધિ.
હતો હું જે હજારોપર, હમેશાં હુકુમનો કરતા,
તેજ હું રંક આધારે, રહ્યો છું દીન રે થઇને—વિધિ.

## બાબરા ભૂત આગળ બધાં ભૂતો ગાય છે.

ભુત—લુલા ભૂતની ભવાઇ, લુલા ભૂતની ભવાઇ,
જોઇ જોઇ હશો સૌ થાશેરે નવાઈ—લુલા.
ઓલી આવે છે આંહી,—( બે વાર. )
આવરે ઓ વહુ મારી ભૂતડીરે બાઇ—લુલા.
ભુતડી—પીટયા ખાવાનું લાવ—( બે વાર. )
નહી તો જાઇશ તારાં કલેજાં ખાઈ—લુલા.
ભુત—ખાવા આપે તારી આઈ—(બે વાર.)
અમે તો છઇએ ફક્કડ ભાઇ—લુલા.

## બાબરા ભૂતને જગાડતી વખતે ગાય છે.

મેહેર કર મારી ઉપર બાબરા,
જગાડું છું હું તેની કરજે ક્ષમા—મેહેર.
જુવે જુવો આ કુંવર તરફ.
કૃપા કરી તું પુરજે મંચ્છા.
તારી-મ-ર-જી-પુ-રી-થ-શે-તે-ની-ઈ-ચ્છા-મેહેર

## रसीका क्रूरसेनना मेहेलमां.

### સુધી આણી ફૂળ જાણી—(એ રાગ.)

દયા આણી દીન જાંણી, તમે આવી મળોરે;
પ્રિયા દુ:ખી તેની, સહાય કરો—દયા આણી.
કષ્ટ સહ્યું તો છે અતીશય મેં,
તેથી વેલા આવી, જલદી મારી વારે ચડોરે—પ્રીયા દુ:ખી.

## रसीका कटारथी स्वहस्ते मरती वखते गाय छे.

### સખી આવીઓ કારતક માસ—(એ રાગ.)

પ્રભુ કેમ કરૂં ક્યાં જાઉં, નથી કાંઇ સુઝતું,
મારૂં હૃદય બળી થાય રાખ, સદા જે સુખી હતું;
દુષ્ટ ક્રૂરે લઇ આવી હ્યાંય, નાખી દુ:ખ પાશમાં,
બની છેક દુ:ખી નિરાધાર, ઝૂરી મરૂં ત્રાસમાં;
આથી નાથ વિયોગે ઘાત, કરૂં છું હું હાથથી,
તેની કરીને પ્રભુ તું ક્ષમા, મેળવજે નાથથી.

## रसीका जंगलमां पुरुषने वेषे गाय छे.

### ગજલ.

રસીકા—પ્રભુપત્નિને કાન્તથી છુટી કરતો નહી,
વેરીને પણ વિખુટાં, વહાલાથી કરતો નહી—પ્રભુ

સંકટ સહ્યું મેં અતીશય, આ અંગથી અપાર;
તેથી તું મેળવ નાથથી, વેગે પ્રભુ અહીં—પ્રભુ.

## શાર્દૂલવિક્રીડિત.

મેં મારા પતિથી અરે છુટી પડી વીયોગ વેઠયો અતી,
આ ધાટા તરૂમય ઘોર વનમાં દુઃખો મહા પામતી;
પામીને બહુ સંકટો હું ફરૂં અત્યંત ત્રાસે ભરી,
તેથી તું પ્રભુ તાર કષ્ટથી મુને જાચું છું એવું હરી.

## પદ—કાફી.

પ્રભુ મને માર્ગ બતાવ, દારૂણ વનમાં રખડી મરૂં હું—પ્રભુ મને.
જંગલ જંગલ રખડી હું થાકી, ક્યાંય ન દિસતો પારરે—દારૂણ.

## દુહા.

પડો અગ્ની તે રૂપમાં, જેથી ઉપજે દુઃખ;
રૂપે અતિ સંકટ સહી, થઈ પ્રિયપતી વિમૂખ. ૧
જેને પતિ અતિ પ્રેમથી, વ્હાતો હૃદયાગાંહ;
રઝળે તે વગડામહીં-ઠરી ન બેસે છાંય. ૨
લેપન ચંદન તનપરે, કરતી ભૂવન માંહ;
તે ઊંનાં આંસુ થકી, ફરિ ફરિ ભીજું ત્યાંય. ૩
કિરણો મસ્તક નાખવા, ઇંદુ નહી પામેલ;
તે મસ્તક તિક્ષણ સાહે, રવિ કિરણની રેલ ૪

જે પગ ખુલ્લો ભૂપરે, ક્ષણુ મેં નહિ ધરેલ;
તેમાં કંકર કંટકે, વહે રક્તની રેલ.

### શાર્દૂલવિક્રીડિત.

છે તે રૂપ ખરાબ આ જગતમાં જે શીલ રાખે નહી,
છે તે ધન્ય કુરૂપ નારી જનનું જે શીલ ચુકે નહી;
છે તે ધીઃક્ક સદાય નારી જનને, જે શીલ ત્યાગી ફરે,
તે પાષાણુની પૂતળી સમજવી ના ધર્મને આચરે.

## कामसेन जंगलमां गातो गातो आवे छे.

કહું ક્યા ફુલકકા સતાયા હુએ—(એ રાગ.)

કહું શું નશીબે દુખીઓ કીધો છે,
ભેખ પ્રિયાને વિયોગે લીધો છે—કહું શું.
હતી જે પ્રીયા પ્રાણથી પ્રિય મારી,
હરી દુષ્ટ ક્રૂરે દગો તો દીધો છે—કહું શું.
દયાળુ પ્રભુ મારી પ્યારીથી ક્યારે,
મેળવશે ફક્ત આશરો તારો છે–કહું શું.

## मालती राक्षसनी गुफामां गाय छे.

### ભેરવી ગજલ.

દેખીને બંધનમાં મુજને થતો નથી કેમ સહાય—એ વાર.
કેવી ઉમેદ હતી મળવાને બેનને,
મળી ન બેન મુજને હું અધવચ ફસી છું ત્યાંય—દેખી.

સહન કરૂં દુખ મળવાને માધવ,
પ્રીતમ દરશન ઇચ્છાયે હું કરતી નથી હલાય—દેખી.

હવે તું સત્વર મળશે ન મુજને,
નિશ્ચે તે દુષ્ટીને હાથે મોત મારૂં થાય—દેખી.

## દીંડી.

પ્રભુ આપ ગને મુક્તિ તું ઉગારી, સહી કષ્ટ ક્રુર હું તો હવે હારી;
નાથ આવ્યા હજી ન વાર મારી, તેથી લાગે આ જીંદગી અકારી.

## શિખરિણી.

અસહ દુખ પ્રીતિનું અબળા જાતે કયમ સહું,
ન જાણે બીજું કો હું દુખથી બળી મરૂં;
અતી વેગે કરી તું માધવ મોકલ પ્રભુ અહીં,
નહિ તો જાશે પ્રાણુ ખચીતજ ગમ સહીં.

## શલ્યાશૂર માલતીને સમજાવે છે.

### યાર તુમારે દેરે આનેકા—(એ રાગ.)

કેમ પ્રીયે હવે શું તું કહે છે, મરજી તારી જણાવ તું;
પ્યારી પ્યારી હું કહું છું, સ્વામી તો મુજને કેહે તું—કેમ.

જલદી જવાબ આપ પ્યારી, નહીં તો તુજને નાખીશ મારી;
ક્ષણું શકું ન વિસારી, સાચું તુજને કહું હું પ્યારી—કેમ.

## रसीकाने क्रुरसेननी दरबारमां पकडी लावेछे ते वखते.

### શાર્દૂલવિક્રીડિત.

લોકો નિધાને ન બંધુ જનકો સાહ્યોથી સંતોષતા,
તેના જે પ્રિયમિત્ર તે ફરી જતા આપત્તિને આપતાં;
તેનું સત્વ વિનાશ શીલ વિધુવત કાન્તિ ક્ષય પામતાં,
બીજા કો જન પાપ કર્મ કરીને તેને શીરે નાંખતાં.

### રાગ જોગીઓ આશાવરી.

**કામસેન**—પડું છું વીખુટો પ્રીયા સંયોગથી તારા,
**રસીકા**—ના કર ચિંતા મન હું ભેગી મરીશ પ્યારા;
**કામસેન**—પાપ પેલે જનમ મેં કર્યાં હશે કંઇ ક્યાંય.
ભોગવવાં પડ્યાં તને વિયોગમાં મારા—પડું છું,
**રસીકા**—પ્રેમને વશ થઈ હું નીશદિન રેતીતી સુખ ચેનમાં,
છુટી પડાવી દુષ્ટીએ તુજ સંગથી પ્યારા—ના કર.
**કામસેન**—લખ્યું હશે ભવિષ્યમાં ટળવાનું નહી તેહ,
બન્યું હોય જે કંઈ કે જે ભ્રાતને મારા—પડું છું.
**રસીકા**—જીવિને હું શું કરૂં, મરીશ તારી સાથ,
મેળવશે ભવોભવ પ્રભુ તુજથી પ્યારા—ના કર.

## रसीकाथी छूटा पडती वखत.

### ગજલ.

**કામસેન**—મરૂં છું વેરી હાથથી, તજીને તુજને આમ;
પ્રણામ છે પ્રીયા તને છેવટે પ્રણામ—મરૂં છું.

પ્રણામ કેજે માતને, મુજ ભ્રાતને પ્રણામ,
પ્રણામ મારા તપ્ત, ક્ષત્રી જાંતને પ્રણામ—મરૂં છું.
પ્રણામ કેજે મીત્રને, મુજ દેશને પ્રણામ,
પ્રણામ વહાલાં શેહેરને, મુજ વેશને પ્રણામ—મરૂં છું.

## ढेड ढेडीने कहेछे.

વહાલી હીરકી ગયો તો ક્યાંયે, એકલડી અહીં બીહી મરૂં,
ઘડી નહી દેખું તુજને તો, એક પલમાં કલ્પાંત કરૂં—વહાલી.
વહાલી મારી ગુલાબ પ્યારી આવું છું હું હમણારે,
રાજાને ત્યાં ગયો તો આલી હુકમ થયો એક મુજપરે—વહાલી.
એ ચારને લટકાવીને આવું છું હું હમણાજ ત્યાંય,
તેટલામાં તમે રાંધણું રાંધવા જલદી માંડો હ્યાંય—વહાલી.
છાનીમાની બેસી રહેજે, રૂપીઆ લાવીશ બે હજાર,
રાંધીને તું ઢાંકી મુકજે આવું છઊં હું હમણા જાણ—વહાલી.

## कामसेन फांसीने स्थळे जई गायछे.

હમકું છાંડ ચલે બન માધુ—(એ રાગ.)
દયા સિંધુ તું થઈને દયાળુ, દોષથી કરજે મુક્ત મને રે,
પાપ કર્યા હોય જાણે અજાણે, ચુક કહી ન નીયમને રે,
મુજ જડ મનથી થયુ હોય કંઇ, કરજે ક્ષમા તે આ જીવને રે.

### ગજલ.

શી દશા મારી થઇ મરવું પંડે હસ્ત નીચન,
ન કરીએ સ્પર્શ જેહનો, ઉતારશે તે શીશને—શી દશા.
રસીક રસીકા માહેરી, શી દશા તારી થશે,
રમતી સદા નેત્રમાં તો પણ તજી જાવું અરે-શી દશા.

## कामसेने फांसी चढती वखते करेली ईश्वरनी प्रार्थना.

### ગજલ.

ઓ ઇશ્વર મેં શા અપરાધ કર્યા હશે તાહરા,
કે નિર્દય થઇ દુઃખ આપે, વરશાવે દુઃખ ધારા;
મુકાવ્યું રાજ દૂર દૈવે છોડાવ્યો પત્નિથી,
બંધાવ્યા શત્રુ હાથથી કહું છું શું દુખ માહરાં;
તો પણ દયા કરી કરજે ક્ષમા તું પાપ માહરાં,
ઓ ત્રાતા હવે કોને જવું શરણે વિના તાહરા— ઓ ઇ.

## रसीका कामसेनने मळती वखते.

### ગીતિ.

પ્રાણ પ્રાણપતિ મારા, ઉડી ગયા જે હતાજ આ તનથી;
તે પ્રભુની કરૂણાએ થયા ફરી પ્રાપ્ત જાણું હું મનથી.

# છેલ્લે સર્વે મળી કરેલી પ્રાર્થના.

## ૫૯.

પુર્ણ થયો છે ખેલ—સજનો પૂર્ણ થયો છે ખેલ.
*રસેને જો અકાર્ય કર્યું તો,
અંતે કેદ થએલ—સજનો.
સતી રસીકા નીતિએ રહી તો,
પામી સુખની રેલ—સજનો.
" કરણી પાર ઉતરણી " થઇ છે.
થઇ ધરમની પહેલ—સજનો.
આપ પધારી કર્યા ઉપકારી,
થઇ આનંદની રેલ—સજનો પૂર્ણ થયો છે ખેલ.



*DAMODER RATANSEY.*

*(KALBADEVI ROAD.)*

# પ્રાઇઝ મેડલ ચાહે.




ઈચ્છા પ્રમાણે લહેજત આપનાર ઊંચામાં ઊંચા ચીનાઈ અથવા હિંદુસ્થાની અને, ચાહનો સ્વાદ એકજ ચાહેમાં જોવો હોય તો મંગાવો એક ડબો "દામોદર મીક્ષચર" અને બે કપ ચાહે બનાવી એક આપો ચીનાઈ ચાહે પીનારને. એક કહેશે વાહ ! કેવી ચીનાંઈ ચાહની લહેજત છે ! ! બીજો કહેશે નહીં, એ તો ઈન્ડિયન છે. કિંમત રતલ ૧ ના સાદા ટીનમાં રૂ ૧)= ફેનશી સોનેરી ટીનમાં રૂ ૧।=: એટલી સસતી છતાં લહેજતમાં દશ રૂપીયા રતલની ચાહેથી પણ ચહડશે.

તે સીવાય તરેહની લહેજતદાર ચાહે રૂ ૦॥ થી રૂ ૫ સુધીની રતલ એક મળશે.

દરરોજ તાજી આવામાં દળેલી પ્રાઇઝ મેડલ કાફી રતલ ૧ અને રૂ ૦॥। સુધી મળશે.

---